# આગલા પાછલા મુદદઈઓની તપાસ.

અથવા

# મુદદઈઓનું ખોટારૂં.

( ફક્ત-દાઉદી વહોરા કોમ માટેજ )


રચનાર

એસ, તાહેર બિન સૈયદી મહમદઅલી હમદાની સાહેબ.

નુરપુરા, સુરત.



લખનાર અને છપાવીને પ્રસિધ્ધ કરનાર

મી૦ યુસુફઅલી અબદુલકરીમ એ૦ ઈ૦ બાકરભાઈ.

એપોલો સ્ટ્રીટ મુંબઈ.

આવૃત્તી ૧લી　　　　માહે રમઝાન ૧૩૩૩ હી

સને ૧૯૧૫

સુરત ભાગાતળાવ રોડ ઉપર આવેલા ધી "રાંદેર" પ્રીન્ટીંગ

પ્રેસમાં રતિલાલ દુર્લભદાસે છાપી

# આગલા પાછલા મુદદઇઓની તપાસ

અથવા

# મુદદઇઓનું ખોટારૂં.

( ફક્ત દાઉદી વહોરા કોમ માટેજ )


રચનાર

**એસ. તાહેર બિન સૈયદી મહુમદઅલી હમદાની સાહેબ.**

નુરપુરા, સુરત.



લખનાર અને છપાવીને પ્રસિધ્ધ કરનાર

**મી૦ મુમુકઅલી અબદુલકરીમ અ૦ ઈ૦ બાકરભાઈ.**

એપોલો-સ્ટ્રીટ, મુંબઈ.

આવ્રત્તી ત્રીજી — માહે રમજાન ૧૩૩૩ હી.

આગષ્ટ ૧૯૧૫

સુરત ભાગાતળાવ રોડ ઉપર આવેલા શ્રી 'નાઝેર' પ્રીન્ટીંગ પ્રેસમા રતિલાલ દુર્લભદાસે છાપી

ખુદા તઆલાના નામ વદલીક અને તે બારી તઆલાના હમ્દ બાદ તથા ખાતે-મુલ અનબીયા મોહમદ-અલ-મુસ્તફા અને તેની પાક ઇતિરત પર સલવાત અને સલામ ના બાદ;

અમો આ વેળા અમારા ભાઇઓ નજદીક આ એક રીસાલત લખી એટલા માટે પેશ કરીએ છીએ કે ' મુદદઇનો ઢોંગ ' ભજવી બતાવાનું કામ સર્ફ બેઠેલાઓ સામે હાલ તુરત અમારા ભાઇઓને એક વાર પાછા સાવચેત રાખવાની અમો જરૂર સમજીયે છીએ એ લોકોને એક વાર ભારે શીકસ્ત થયા પછી તેઓમાંનાજ કેટલાક છુપા ઢોંગીઓએ બાહેર આવીને મુદદઇની જબરી ફતેહ જેવો ઢોંગ મચાવ્યો છે. એ ખચીત હસવા જોગ છે. આગલા પાછલા મુદદઇઓની સરખામણી કરવાથી એ ટોળકીની કલાઈ ઘણી સારી રીતે ખુલી પડતી હોવાથી અમો આ તકે માબુદની તોફીકથી આજે આ રીસાલત બહાર પાડીયે છીએ. ખુદા તાઆલા અમારી આ કોશીશને પસંદ કરીને અમને અજર અતા કરે એવી દોઆ તે માબુદ પાસે આ મુબારક દીનોમાં અમે માંગીએ છીએ આમીન !

(રચનાર) હકીર તાહેર બિન સૈયદી મહમદઅલી
હમદાની સાહેબ.

(લખનાર) યુસુફઅલી અ. અ. ઈ. બાકરભાઈ.

સુરત.

આવર્તી પેહલી ૧૩૧૬ હીજરી.
આવર્તી બીજી ૧૩૧૭ ,,

નામદાર સૈયદના મોલાના સરદાર
સૈફુદદીન સાહેબના વકતમાં આવર્તી ત્રીજી ૧૩૩૩ ,,

# આગલા પાછલા મુદ્દઇઓની તપાસ

અથવા

# મુદ્દઇઓનું ખોટારૂં.

## (૧)

## હકના દાઈ સૈયદના મોઅઇયિદ (૪૭૦) ના વખતમાં ઉઠેલા ઇસ્માઇલિ અને તેનો છોકરો હીબતુલા નામે મુદ્દઇઓ.

### એક નઝર.

કુરઆન શરીફે દરેક દરેક સાચા ઈલમ અને હુનર તરફ કાંઇને કાંઈ રગબત બતલાવી છે. અને ખુદા તઆલાના બીજા કેતાબોમાં આ ખવાસ એ ફકત કુરઆન શરીફમાંજ મલી આવે છે. પણ કુરઆન મજીદ અને આગલા બીજા આસ્માની કેતાબોમાં જે બાબે લંબાણ બ્યાન અને વીગતો આપવામાં આવી છે, તે બાબતો ઘણું કરીને ત્રણ ચારજ છે. જન્નનતરફ રગબત બતલાવી, જહન્નમ અને અઝાબથી ચેતવવું, શરીઅત અને અમલોની તઅલીમ આપવી, અને આગલા ઝમાનાઓમાં બનેલા બનાવોની અખબારો તથા કીસ્સાઓની વીગતો આપવી.

આ ઉપરથી જણાશે કે તવારીખનું ઇલિમ એબી ઈનસાનને હીદાયત લેવાને કંઈ થોડું કામનું નથી. એ ઈલિમમાં જે લોકોને માહેરપણું છે તે લોકો હમણાં બનતાં નવાં બનાવોને આગળ ઘણા વખત અગાઉનો બની ચુકેલો જોય છે. તથા એ ઇલિમના જોરથી હવે પછી શું શું બનશે એ પણ ગેબદાનીના ઈલિમ ધરાવ્યા વગર તવારીખના અભ્યાસીઓ ઘણી વખતે આગળથી કહી દેછે. હાલમાં ચાલતી ભયંકર મરકી, એ વસ્તીના મુખ્ય ભાગને નવીનજ લાગે છે પણ તવારીખ જાણવાવાળાઓ મરકીને ઘણો જુનો બનાવ સમજે છે.

હાલ અમારા ભાઇઓમાં "મુદદઈ" ના નામથી કોણ ગેર વાકેફ છે? એ નામ અંજાણુ ભાઈઓને ઘણું નવું લાગે છે, અને તેની હરોલમાં શામેલ થએલા લોકો, 'તાલેબુલ-ઈલ્મ' 'તઅલીમ-યાફ્તા' 'સમજુ' અને 'દીનદારપણા' નો જે ખોટો દાવો કરે છે તે બાબત, અમારા ભાઇઓમાંના બચ્ચા અને ભોલા ભટાક જેવો ખવાસ ધરાવતા કેટલાક લોકોના દીલોને નેહાયત ડામગ-ડોલ બનાવે છે. પણ તેઓ એટલું જાણતા નથી કે દુનયાની અજાયબીઓનો જોકે હીસાબ કરી શકાતો નથી, તોબી દાઉદ નબી (અલ૦) ના સુખનો ધીયાનમાં લેતાં તે અજાયઓમાંનો એકબી નવો નથી. એ નબી કહી ગયા છેઃ—

"આગળ જે બની ગયું છે તેજ પાછું બનશે અને સુરજના નીચે દેખાતી કોઈબી ચીઝ નવી તો છેજ નહીં."

હાલ જે બનાવ અમારા ભાઇઓને તદન નવો લાગે છે તે કેટલો બધો જુનો છે તે બતાવવા વાસ્તે મથાળા ઉપર લખેલી બાબત અમોએ આજે આગળ કીધી છે. અને તેપર જ્યારે બરાબર વાકેફગારી થશે તો અમારા ભાઇઓને એ બનાવ એટલો તો આબેહુબ મળતો આવતો માલમ પડશે કે આગલા અને પાછલા બેઉ બનાવો વચે કાંઈબી જુદાંપણું સમજવું મુશ્કેલ થઈ પડશે નહીં.

૧૧૭૫ હીજરી સનમાં ઉઠેલા ઈસ્માઈલિ અને હીબતુલા મુદઇઓના વખતનો હમણા આબેહુબ મળતો આવતો કીસ્સો વીગતવાર એટલો તો લાંબો છે કે જે ખાસ કેતાબની મારફતજ બાહેર પાડી શકાય. પણ અમે તેનો ટુંક સારજ ફક્ત આપીશું. નીચલી વીગતોનો અમોએ 'કીતાબ-મુનતઝ ઉલ અખબાર' માંથી ઉતારો કીધો છેઃ—

**ઈસ્માઈલિ તથા હીબતુલાનું ખાનદાન અને તેની શરૂ ઝીંદગી**—ઈસ્માઈલિ, એ અબદુલ રસુલ નામે સાધારણ

ભીખારી અંજાણ્યા જેવા શખસની નસલથી ઉજ્જેન ખાતે જન્મેલો હતો અને હેબતુલા તેનોજ છોકરો હતો.

વજીહી મદરસામાં ઈલમ તેહસીલ કરી ચાલાકી બતલાવી તેથી દાવતના એક સરસ નીયમ મુજબ મોલાના મોઅઈયિદ (૨૩૦) એ, ઇસ્માઈલને હદ ફાઝેલના મરતબામાં ઉંચે ચહડાવી લોકોની આંખમાં તેની કદર વધારી હતી. પણ જે ડાળીના તેણે ફલ લીધા તેનેજ કાપી કાઢવાની તે નીમકહરામે નીચ કોશેશ કીધી.

ઇસ્માઇલે પોતાના રચેલા એક રીસાલામાં તેનું ખાનદાન એમ દેખાડેલું છે કે "મોટા લારશાહની નસલમાથી તારાચંદ છે, તેનો પુત પદમજી, તેનો પુત મોહમદ, તેનો પુત સુલતાનજી, તેનો દીકરો મલેક, તેનો દીકરો શાહ, તેનો દીકરો અબદુલા, તેનો દીકરો મામજી, તેનો દીકરો કરીમ, તેનો દીકરો રસુલ, તેનો દીકરો આદમ, તેનો દીકરો યુસુફ, તેનો દીકરો હબીબ, તેનો દીકરો મીઠાખાન અને તેના દીકરા અબદુલરસુલનો છોકરો ઇસ્માઇલ."

**ઈસ્માઈલ અને હેબતુલાનો દાવો**–૧૧૭૯માં પેહેલ વેહેલો દાવો ઇસ્માઇલે એ કીધો કે કાયમના હુજત વાસ્તે અજબ શાન છે. હાલના ઈમામ સાથે પોતાના છોકરાને પેહેલ વહેલા મેલાપ થયો અને ઈમામના દાઇ અબદુલા બીન હારીસની માર્ફત ઈસ્માઈલ દાઈ થવા પામ્યો.

**ઈસ્માઈલ અને હેબતુલાના મોટા શાગેરદો**–પેહેલે તાબેદાર બનેલા તેના મોટામાં મોટા શાગેરદનું નામ **ગુલામ હુસેન** હતુ. ગોધરા મેહદપુર તથા બીજા જીલ્લાના શાગેરદોની એક ટીપ કેતાબમાં જોવામાં આવે છે. જેમાં લાલા કરીને શખસે પાછળથી ઘણા ફનફરેબોમાં તેને મદદ આપી છે. સેવટે ઇસ્માઈલ તથા તેનો છોકરો દાઇઓ તરીકે લાલા માઝુન તરીકે અને ગુલામ હુસેન મુકાસેર તરીકે તે ફસાદી ટોલામાં જાણીતાં થયાં.

**ઈસ્માઈલિ અને હેબતુલાની દીનદારી અને અખલાક.**

**ચોરી**—દાવા પેહેલાં ઈસ્માઈલિ દાવતના ખઝાનાના બસો કીતાબો ચોરી કરીને **પીપલચે** ગામ લઈ ગયો હતો અને તે વાસ્તે લાંબો કીસ્સો બનેલો હતો.

હેબતુલા એના બાપ કરતાં મરતબામાં વધીને હતો કેમકે ઈમામ સાથ મેલાપનો પેહેલો દાવો એનો હતો.

**ઝીના કરતાં બદ કામ શું?**—હેબતુલાએ દાવો કરવા બાદ સરવેથી વધુ ખુલી હરામખોરી કીધી તે એ કે, પોતાના બાપની બઈરી સાથ તેને તલાક અપાવીને નેકાહ કીધા. બાપની બઈરીને પરણવું ખુદ કુરઆન મુબારકમાં મના છે, અને ઝીના કરતાં વધુ બદ છે. એક મુદઈ તરીકે બઈરીઓનો પુરતો શોક પુરો કરવામાં હેબતુલાએ એટલા સુધી હદ કીધી હતી.

**હેબતુલાની તહારત વુઝુ બાબે બેદરકારી**—તહારત કે વુઝુ યા પાકીનું તો નામજ નહીં, તેના બદલામાં ચોરી વતીકને હલાલ ગણતો હતો. મહમદ ઉદેપુરીએ ચોરી કીધી અને સરકારમાં તેને ઉભો કરવામાં અવ્યો ત્યારે તેણે જણાવ્યું કે ઈમામના હુકમ થી તેના રૂબરૂ મેં ચોરી કીધી હતી.

**શરીઅતના કીતાબો તરફનો ધીકકાર**—કીતાબના ઈલિમની તો વાતજ કરવા દેતો નહીં. છડેચોક શરીઅતના ખેલાફ કામ કરતો. જે આલેમો તેના સાથે ફરી ગયા હતા, તે તેને રોકતાં તો કહેતો કે તમે તેમાની હીકમત જાણતા નથી. મારા હુકમ સામે વધુ ચુનેચેરા કરશો તો મુનાફેક થાશો!

**નમાઝ—રોઝા**—નમાઝ રોઝા ઈમામ તરફના મોટા મરતબા ના હદ ફાઝેલોના અમલ નથી. હકીકતની વાતોમાં મશગુલ રહેવું તે એ સરવેની ઈબાદત છે. એટલુ કહી હેબતુલા પછી કહેવા લાગ્યો કે મારા માથે તો કાંઈબી ફરઝના અમલની તકલીફ નથી કેમકે હું તો મોટો 'હુજ્જત' છું! અધુરી સમજના બોધા અને બઈરાના વાસ્તેજ ફકત પાંચ ફરઝો પહેરવાના છે!

**જુઠું**–હેબતુલા વાતવાત જુઠું બોલતો હતો, પણ ઘડીઘડી એવો બગાવ કરતો હતો કે 'મારી વાતમાં જે ફેરફાર જણાયછે તેની હીકમત તમો જાણતા નથી!'

**હેબતુલાના દાવાની પ્રથમની કહાણીઓ-સૈયદી ખાનસાહેબ તરફ ઈમામની પત્રીકા**–હેબતુલાના રચેલા વઝીયા નામે કીતાબમાં છે કે શેખ ખાનભાઈ (સૈયદનાના) ના મસલ્લાપર એક પત્રીકા ગેબથી પડી જેમાં ઈમામે લખ્યું હતું કે નદી પર હેબતુલા અને તેની માને મોકલજો. હિબતુલા કહે છે કે શેખે એ વાત મને ખાનગી જણાવી છે. (જે તદન સોએ સો ટકા જુઠું હતું.)

**નદી ઉપરનો ચમત્કાર**–તેના એજ કેતાબમાં છે કે ઇમામનું મોટું લશકર ઉંટો અસબાબ અને હજારો ડેહરા તંબુઓનું હતું. (જે હેબતુલા અને તેની મા શીવાય બીજું કોઈબી દેખી શકતું નહી હતું. ખુદ ઈસમાઈલ પણ તેમાંનું જરાએ જોઈ શકતો હતો નહીં!)

**ઈમામે દેખાડેલી સાબેતીઓ**–તે પછી લખે છે કે કુરઆન શરીફની આયતોના આધારે હેબતુલાને કહેવાતા ઈમામે બતાવી આપ્યું કે ૪૨ ઈમામો હાલસુધી થવા જોઇએ. અને તેઓના નામો ફલાણાં ફલાણાં છે. જે નામો વીગતવાર તેના કીતાબમાં આજેબી મોજુદ છે; પોતાના ઝમાનાના ઈમામનું અડાવેલું નામ આફ બીન મનસુર જણાવ્યું છે.

**એક સુવાવડીની શાહાદત**–મુદદઈ જે લખે છે કે ઈસલામ-પુરામાં એક સુવાવરી બાઈએ મરતી વખતે પનજતન-પાકને નઝરે જોયા જેઓએ જણાવ્યું કે હેબતુલા હકનો દાઈ છે.

**જોશીની શાહાદત**–તેજ લખેછે કે ઉજેનમાં એક જોશીએ બાઝ મુમીનને જણાવ્યું કે મહાપુરૂષ થોડાં વખતમાં દેખાવ દેશે. તેનો બેટો દુન્યાનો માલેક થશે.

— — —

**બીજા જોશીની ગપ**—મુદઈ લખે છે કે એક જોશીને સવાલ કરતાં તેણે કહ્યું કે હેબતુલા મોઅયદ (સૈયદના) નહીં પણ હેબતુલા ઇસ્માઇલિ ખરો દાઈ છે.

**ફકીરની શાહાદત**—વધુ તે લખે છે કે એક ફકીરે પણ તેવીજ શહાદત આપી છે. ઈમામ બાબે ફકીરે જણાવ્યું કે તે દીલ્લી પાસે છે.

**છેક યમનથી મલેલી શાહાદત**—શેખઅલીના મામાનો યમનથી કાગલ છે કે સાત સેતારાઓ રમઝાનમાં હમલના બુરજમાં ભેગાં મલશે, તેથી જરૂર કોઈ અઝીમુશશાન માણસ પેદા થવો જોઈએ.

**સ્વપ્નામાં ઈમામ**—તે વધુ લખે છે કે બાઝ મુમીનને સ્વપનામાં ઈમામે સઘળી બીનાથી વાકેફ કીધો. અને કયામત બાબે કહ્યું કે ૨૦૦ વરસ ૧૪૨ દહાડા ૬૪ પેહર અને ૮ ઘડી હવે બાકી છે.

બીજાઓના ૧૩ સવપનાની તેના કેતાબમાં ઝીકર છે જે સર્વેનો સાર ઉપલી ગીરપ છાટોને મલતો છે.

**નબીઓ અને તેમનાં મોઅજેઝા બાબે એનું હકીકતનું બયાન**—એ નાપાક લખે છે કે આગલા નબીઓના મોઅજેઝાઓ કલાક બે કલાકજ રેહવા પામતા હતા પણ હાલના ઈમામના દાઈનું હકીકતનું ( કલ્પીત કથા ! ) બ્યાન એ એવો મોઅજેઝો છે કે કયામત સુધી તે બાકી રેહશે.

**ઉલટા સુલટાં તેના હવાઈ વિચારો—ઈમામ કયારે ઉઠશે ?**—૧૧૭૬ માં સુરત ખાતે જણાવ્યું કે ૧૧ વરસ બાદ ઈમામ ઉઠશે. બીજી વાર તેણે કહ્યું કે સાત વરસ બાદ; અને ચાર વરસબાદ ઉજ્જેનમાં તેણે જણાવ્યું કે લોકોના અકીદા બરાબર નથી, હવે ત્રણ ઈમામો ઉઠશે પછી વાત.

**હીજરતનું ઘર**—તેએ જણાવ્યું હતું કે ઉજ્જેન ખાતે હેબતુલાને ઈમામે કહ્યું કે અમારૂં ઝુહુર હીજરતના ઘર મેહદ-

પુરમાં થશે, કેમકે ઉજેજેનના લોકો ખરાબ અકીદાના છે. એ જણાવી મેહદપુર રેહવા ગયો. પાછળથી તે વાત બી ફેરવાઈ ગઇ હતી.

**સૈયદના મોઅઈયદ**–[૨૭૦] બાબે હેબતુલાના વિચારો–કહેવાતા ઇમામ તરફની એક પત્રીકા પોતાના રેસાલા વઝીયામાં પ્રગટ કરી છે. તેમાં સતરના દાઇઓના નામોમાં છેલ્લે સૈયદનાનું બી નામ છે. સેવટે પત્રીકામાં છે કે, આ દાઇઓમાંના એકને બી નહી માનશો તો કાફેર થશો. અને બીજી જગાએ, એજ નાપાકે સૈયદનાને ગાળો આપી છે.

**મુદદઈના કેતાબો**–પોતાનું જોહર બતલાવી કોઈબી ખરી કે ખોટી હરીફાઈની બાબતમાં તેની નકલ કરવી જરૂરની છે; અને તે બીના જેમ હમણાના અભણો તરફથી ભુલી જવામાં આવી છે, તેમ આગલા ઉચક્કાઓ તે બાબે ભુલી ગયા હતા નહી.

દાવત ઈલિમની છે અને કેતાબો બનાવી લોકોને આંજી નાખવા વગર મહાતમા કે પીર બની શકવાનું નથી એમ જાણીને હેબતુલાએ ઓછામાં ઓ. શ ૨૦ રેસાલ હકીકતના એલમ તરીકે રચી નાંખ્યા. તેની આવી ભારે શક્તિના લીધેજ મોટા આલેમોબી ગભરાયા હતા. અને હાલની માફક અધુરાઓજ કાંઈ ગભરાઈને ફકત રહ્યા નહીં હતા. તો જો કે હમણા ઈલિમની દાવત સાથે વળી સુધારા વધારાનો વકતબી ચાલે છે. થીયોસોફીકલ સોસાઈટી હકીકતની દંતકથાઓનો કાંઈ થોડો દાવો કરતી નથી; પણ આજ સુધી સેંકડો ચોપાન્યાઓ તે સોસાઇટીએ બહાર પાડ્યા છે, કે જેની બરકતથીજ કથા કહેતા મુદદઈને કામ ઉપાડી લેવાની સહેલાઈ થઈ છે.—

**હેબતુલાએ માંડેલી પદવીઓ**–પોતે હુજ્જત, એનો બાપ દાઇ, લાલાબીન મોહમદ માઝુન, ગુલામહુસેન મુકાસેર, તેની બૈરી દોસી, તેનો ભાઈ હબીબુલા અને મહમદ ઉદેપુરી જેઓ તદન જાહેલ હતા તેમને મશાએખ બનાવ્યા હતા.

કીતાબ મુનતઝ ઉલ અખબારના સાહેબ સેવટે લખે છે કે ઝુહુર થવાનું હોય તો તે વખતને ઈમામહુસેન (અ૦) ની શહાદતના સતરની શરૂઆતના વખત સાથે સરખાવી શકાયે નહી. તે વખતે જગેજગથી નહાસતા ફરવું એ ખરેખર તેમના ખોટારાની પેહેલી નીશાની છે.

**હેબતુલાની હાડમારીઓ અને તેના સાથે સૈયદનાએ ચલાવેલી નેક ચાલ**–૧૧૭૯ માં હેબતુલાના દાવા વકતે લોકોએ તેને અને તેના સાથીઓને મોહોલામાંથી કહાડી મુકવાની રજા માંગી. પણ સૈયદનાએ તેઓને સમજાવી પુસલાવીને તેમ કરતા અટકાવ્યાં. થોડાક વખત પછી લોકો એકાએક ઉશ્કેરાઇને તેમને માર મારી તેઓએ કાઢી મુકયા.

સરકારનો આશરો માંગતાં, સરકારે તેમને ચોરલોકો તરીકે ગણી કાઢી મુકયા. કેમકે ચોરેલા કેતાબોની સરકારમાં ખબર હતી. હેબતુલા ગોધરા ખાતે પોતાના ચેલા મુસા બીન કરીમને ત્યાં ગયો જ્યાંથી બી તેને નહાસવું પડયું. એવીજ રીતે શેહરે શેહરથી તે તોફાની તો ભકીને ન્હાસવુ પડયું. સૈયદનાનો સરકારમાં ભારે વગ હતો. એક વકતે તો ગુના ગામના અમલદારે હેબતુલા અને તેના બાપને બંદીવાન કરી સૈયદના પાસે મોકલી આપ્યા. પણ સૈયદનાએ થોડા દીવસો સુધી પોતાના હસ્તક રાખી પાછા છોડી મુકયા, જે વખતે ઈસ્માઇલે માફી માંગી હતી. પણ છેવટે તેઓ મેહદપુર ખાતે ઠરીઠામ થઇને બેઠા. અને નવેસરથી ફીતનત જગાડી.

**સૈયદનાએ હેબતુલાનું નાક કપાતી વખતે કીધેલી બરદાશત**–ઉજ્જેનની નવાપુરાની મસજીદમાં એક ઉદેપુરી મુસાફર નવોજ આવેલો હતો જેણે તક સાંધીને હેબતુલાનું નાક કાપી નાંખ્યું. સૈયદના ઘણા નારાઝ થયા અને મલમપટા વાસ્તે રૂપીઆ પાંચ હેબતુલા પર મોકલી આપ્યા.

**હેબતુલાના ઝમાનાની મુદત**—એની ફીતનત બરાબર ૩૦ વરસ સુધી ચાલુ રહી હતી. આજે તેના ટોળાનું નામ કે નીશાન નથી. "કરણી તેવી પાર ઉતરણી."

**દાવતના બે મોટા આલેમો**—સૈયદી હેબતુલા આલેમ, અને સૈયદી શેખ અલી યમની, હેબતુલાની ભારે ચાલાકીના લીધે અને ઈમામ તરફના તેમના બેહદ શોકના લીધે તેની જાલમાં ફસી પડયા હતા. તેની હીમાયતીમાં તેઓએ ઘણી કોશીશ કીધી હતી. પણ એક દીનદાર માણુસ પોતે ભમાયલો હોય તો પણ દીનદારી તેને સંભાળી લીધા વગર રેહતી નથી. તેઓ એ ના પાકની શરીઅતના ખેલાફ ચાલવાની અને નબીઓ વીશે હલકા મતો ઉચ્ચારવાની બદીઓથી વાકેફ થતાંજ તેને લાઅનત કરી હકના દાઈ તરફ વળી આવ્યા. એટલુંજ નહિ પણ એ ફીતનતીનું જોર તોડવામાં એ સાહેબોનો મુખ્ય હાથ હતો.

**ઈત્તેસાલનો હેતુ**—ઇમામ સાથે હેબતુલાને શા માટે ઇ-તેસાલ થયું છે તેની મતલબ સમજાવતાં તેએ જણાવ્યું કે ઝુહુર નજદીક છે અને તેના વાસ્તે સઘળી સરબરાઈ અને દાઈ અબદુલા અને દાઈ અબુલ કાસમએ, આગળ મોલાના મેહદી [સલ૦] ને જે મદદ કીધી હતી તેજ મદદ મેળવવા વાસ્તે અ મોને ઈમામે પસંદ કીધા છે. ઈમામનું લાવ લશ્કર નદી કીનારે એટલું બધું છે કે નજરે જોઈ શકાતું હોત તો માણુસ જોઇનેજ ભયભીત બની જાય.

કીતાબના સાહેબ આ બાબે ટીકા કરતાં લખે છે કે ધાતુ અને લોહી ગોશની બનેલી ચીજોબી શું મુદદઈના ઈમામ રૂહા-ની જેટલીજ નાજુક છે કે તે ચીજો માણસોની નજરે નહી આવી શકે ? વળી જે દાઇઓની નકલ તે કરે છે તેઓએ તો મોટા મોટા મુલકો ફતેહ કીધા હતા. નહી કે ખાંસડા ખાઈ ખાઇને ઝુહુરની સરબરાઈનો દાખલો તેઓએ બેસાડયો હતો.

આઆ બા હેવાલપર ઝાઝી ટીકા કરવી જરૂરની નથી. કેમકે હેબતુલાના ટોળાએ લાંબી મુદત સુધી પોતાનો દોર ચલાવ્યા છતાં આજે તેની બુન્યાદ વટીક નથી. ખુદા તઆલાની શાન અજબ છે. સુદાનના મેહદીએ જમાવેલો ઠાઠ જેવો તેવો હતો નહીં, તે

વીશ વરસથી એક શહાનશાહતનો ધણી હતો. જે ઇસ્લામની તરક્કીના બહાને તેઓએ ઢોંગ ફેલાવ્યો હતો તેના બદલે તો આજે એવો વખત આવ્યો છે કે ખ્રીસ્તી ધર્મ સંબંધી એક મોટી કૉલેજની બુન્યાદ બારતુમ ખાતે કરવાની વાત મજબુત થઇ ચુકી છે.

આ હેવાલમાં રસ જેવુંબી કાંઈ નથી પણ એટલું તો જાણવાનું છે કે તે પરથી હાલના વખતમાં ઘણી સાવચેતી રાખવી જોઈએ. હેબતુલાએ બનાવેલા જુમલે કેતાબો આપણી સરકારે એટલાજ વાસ્તે જાળવી રાખ્યા છે કે પાછલી ઓલાદ ભમાઈ જાવાથી અને ઈમાનના રસ્તેથી ગુમરાહ થવામાં ખુબ સાવચેત રહે.

આ કીસ્સાપરથી વધુ જાણવાનું એ છે કે હાલમાં આપણી નજરે પડતો નાટક એ કાંઈ નવો રચાએલો નથી, પણ એક જુનો નાટક આ દુન્યાના એક સ્ટેજપર ફકત ભજવી બતાવવામાં આવે છે. વળી આ આખા કીસ્સામાં બે ચીજ જાદુ મંતરકરતાં વધુ અસર કરનારી છે અને તે એ કે:—

૧. ભાઈ એમાં હીકમત છે !

૨. કાંઇબી ચુનાચેરા કરવાથી મુનાફેક થાશો !

છેવટે હેબતુલાના વખતમાં જે બે મોટા આલેમોએ સબક લઇ આપણુને શીખવ્યો તે એ છે કે:—

સૈયદી શેખ અલી સાહેબે એક લાંબો કસીદો પ્રગટ કીધો છે અને હકની તરફ તેઓ શા ઉપરથી વળ્યા તેની ઝીકર તેમાં બયાન કીધી છે. મુદ્દઈ હેબતુલા વાસ્તે તેઓ સાહેબ લખે છે કે "જે ઇમામ આખી દુન્યાના લોકોને એક જુમલામાં કરશે તેની તરફના કાસીદની દીયાનત, અકલ અને ઈલમ અને તેના કલામની અસર જેવી તેવી નહીં હોવી જોઇએ. કેમકે 'એલચી' એ તેના મોકલનારની અકલનો એક ભાગ અથવા પુરાવો છે. એવી કહેતી

ચાલે છે. " " આ હેબતુલા એક છોકરો જે તરેહવાર ફાંટા ધરાવે છે, જે કે બૈરીઓ મેલવવામાંજ સઘલી મઝા લે છે, જે કે ઘડી ઘડી જુઠું બોલે છે, જે એ કે નમાઝ, રોઝા, સઘળુંએ બાજુ મુકેલું છે, જે કે વારંવાર પોતાના તાબેદારો પર કાફર અને મુનાફેક બની જાવાનો શક લઈ આવે છે, અને જે કે [ પોતાના આગલા ] એક નહાના ટોળાપરજ પોતાની ફતેહનો સઘળો આધાર રાખે છે તેવો શખસ કદીબી ઇમામનો નાયબ હોઇ શકે નહીં. " " દીનનું ઈલિમ શીખીને ફકત હકીકતના બ્યાનના નામે કેટલુંક બડબડે છે, પણ તે ઈલિમ એવુ તો છેજ નહિં કે, ઇમામ તરફનું છે કે શેતાન તરફનું છે તે પારખી શકાય. કારણ કે ખરી હકીકતનું ઇલમ એતો ફકત આ-ખેરતને લગતા ભેદ ભરમો છે, અને તેમાં તકરાર હુજજતથી કામ લેવા જેવું થોડુંજ છે—"

બીજા સાહેબ સૈયદી હેબતુલાએ એક લાંબો રેસાલો હેબ-તુલાને તોડવાના બાબતમાં બનાવ્યો છે; જેવી રીસાલત બનાવવું હમણા કરતાં તે વખતે વધુ સહેલું હતું. કેમકે હેબતુલા કેતાબો અને રીસાલતોથી પોતાના વીચારો ફેલાવવામાં મદદ લેતો હતો, જેથી તેમાં લખેલી કોઈબી બીનાથી, તે નામુકર જઈ શકે નહીં. અને તેનું ખંડન કરવામાં તેથી વધારે સહેલાઈ થતી હતી. ફકત મોહડેથી બકબકારો કરવું એ એવું છે કે તે પર ટીકા કરવામાં આવતાં, બકબકારો કરનાર જો સપડાઈ જાય છે તો પોતાનું બોલેલું પાછું ફેરવી શકે છે; અથવા કાંઈ ફેરફાર કરી શકે છે. લખેલી બીનાનો કદાચજ ઇનિકાર થઈ શકે છે. અને તેથી કરી-નેજ સૈયદી હેબતુલાજી સાહેબને સૈયદના હેબતુલા મોઅય્યિદ (૨૭૦) ના વકતમાં, તાફાની હેબતુલાના મતોનું ખંડન કરતાં સહેલાઈ મલી હતી. એ રીસાલતની તરફ હાલ ધ્યાન ખેંચવાની મતલબ એટલીજ છે કે તેઓએ સાચા 'ઇમામ' પારખવાને લગતી જે સુચના કીધી છે તે અમારા ભાઇઓને બેહદ શોખી રાખવા જેવી છે. એ સાહેબ પેહેલાં આલેમતો હતા; પણ તજ-

રેબાકાર (અનુભવી) નહીં હતા. ઈલમને લગતાં જુદા જુદા ઉમદા કાનુનો કેવી કેવી હાલતો વચે લાગુ પડે છે તે કામ ફક્ત ઈલમ કરતાં અનુભવ (તજરેબા) થી વધુ સારી રીતે નકી કરી શકાય છે. તે વાસ્તે પોતાપર વીતેલી કહાણી પછી પોતે કીધેલી સુચના આપણને બેહદ કામની છે. અને બીજાને મોંઘે દામે મળેલી (યાને અનુભવ) ચીજ આપણને તદન મુફ્ત હાથ લાગે છે.

'સેફ કાતેઅ' રીસાલતના આખેરમાં સૈયદી સાહેબ મુકદદસ લખે છે કે, એક મોટા નબીના ઉઠવા બાદ હઝાર વરસો બાદબી એક બીજા મોટા પેગમ્બરને આ દુન્યામાં હેદાયત વાસ્તે ખુદાતઆલાએ અગાઉ મોકલ્યા છે, એટલા બધા લંબાણ ઝમાનામાં જ્યારે ઈમામો પરદામાં હતા તેથી કરીને આગલા ઈમામ પાછલા ઈમામપર નસ કરી જાય એ કાનુનથી, છેલે ઉઠનાર નબીની સચાઈ ઓલખવી તદન બની શકે એવું હતું નહીં. અને તે વાસ્તેજ કરી પાછળ ઉઠતા નબીને એ ઝરૂરનું થઈ પડતું હતું કે પોતાની હકીકતની દલીલો તરીકે:—

ક—આગલા નબીઓએ પાછલા નબી માટે કીધેલી આગાહીઓ, આસમાની કેતાબોમાંથી બતાવી આપવી.

ખ—મોઅજેઝાઓ બતલાવવા.

ગ—ગેબદાનીની ખબર આપવી.

ઘ—હકીકી ઈલમ જાણનારાઓને કાંઈબી તુટાતુટ વગર સઘળા જાણીતા અસલોના આધારે માહીત કરવા. તે કાંઈ સવાલના જવાબથીજ ફક્ત નહીં, પણ સવાલ શું અને જવાબ શું તે વટીક કહી આપવું. કારણ કે પવીત્ર ઈલમના મસઅલતોપર નુજુમીઓ પોતાના ઈલમના જોરથી પણ વાકેફ થઈ શકતા નથી.

ચ—ખુદાતઆલાની ઈબાદતમાં, એવી સખત રીતે મશગુલ રેહે કે એવી રીતે કોઈબી ઈનસાનથી બની શકે નહીં. કેમકે ખુદાતઆલાનું યકીન તેને સરવેથી વધુ હોય છે.

આ સરવે ચીઝો એકી વખતે એક નબીમાં મલી આવવી જોઇએ. કારણ કે કોઇબી એકજ ચીઝ કોઇમાં હોય તો તે વેળાએ લોકોને કાંઇને કાંઈ શક પેદા થયા વગર રહે નહીં. તિલસમ જાણનારાંઓ, નુજુમીઓ, નમાઝી શેતાનો, રીઆઝતનું એલમ પહડીને દુન્યા ચખવા બાહેર પડેલા ચાલાક આલેમો, કથીકરીઓ, અને જાદુગરો બી એકનું એક તો કાંઈ કરી શકે છે. વાસ્તે ઉપલી સર્વ અલામતો નબીમાં હોવી લાઝેમછે.

એજ મીસલ આગલા ઈમામો એક પછી એક લાંબી મુદત સુધી પરદામાં રહેતો તેની સાબેતી " આગલા ઈમામ પાછલાપર નસ કરી જાય " ના નીયમપર મળી શકે નહીં. વળી એક નબીના જેવી સરવે શક્તીઓ ઈમામમાં પણ હોય છે એવું આપણા કેતાબોમાં લખેલું મોજુદ છે. નસથી કામ ચાલે ત્યાં સુધી તે શક્તીઓ બતલાવવાની માગણી કરવાની ઝરૂર રહેતી નથી.

પણ ૬૦૦ વરસ બાદ એક ઈમામ ઝુહુર કરે એતો એક નબીનો દોર પુરો થાય એટલી બધી લાંબી મુદત પસાર થએલી ગણાય.

એજ માટે તેવા ઈમામ જો ઝુહુર કરે તો એક નબીના જેવી સર્વ શક્તીઓ તેને બતલાવવી, લાઝેમ ફર્ઝ અને વાજેબ છે. એવી રીતે તપાસ કરવામાં આવે તોજ હીદાયતનો ખરો રસ્તો લીધેલો ગણી શકાય.



(૨)

## હાલના મુદદઈ અને તેના પરાકરમોની ટુંક તપાસ.
## (" મોરના પીછાંમાં કાગડો ")

### તેની પ્રથમની જીંદગી.

અસલ કપડવણજ ખાતે જનમેલા અને હાલમાં નાગપુર ખાતે જઈ વસેલા મુદદઈ અબદુલ હુસેન જીવાભાઈની આગલી જીંદગી ગમે તેવી હોય પણ મુદદઈપણાનાં દાવા આગમજ તેજે પેશામાં પડેલો હતો તે પેશો હીંદુ દેવતાઓના પીકચરોને ગલાસગો ખાતેથી નીકાસ કરીને મુંબઈ ખાતે તેના ફેલાવો કરવાને લગતો હતો. જે માત્ર દેવતાઓને અથવા બુતપરસ્તીને ઉત્તેજન આપવા જેવુંજ કામ હતું. મુદદઈની જીંદગીને લગતી બીજી બાબતો છોડીને ખાસ આ બાબેજ અમને ઈશારો કરવો પડે છે તેના બે કારણો અમારી પસે મોજુદ છે. એકતો એ કે 'ખુદાને એક સાબીત કરવાનો' યાને તોહીદના ઈલિમનો દાવો કરવાવાળો માણસ પ્રથમમાં બુતપરસ્તીને ઉત્તેજન આપવાનું કામ બનાવતો હોય, એ બેહુદ અજબ જેવું છે. જે કામ મોટામાં મોટા ગુનાહનું છે, એવું કુરઆન મુબારક જણાવે છે. બીજુ કારણ એ કે બીજી દરેક ખોડ સાંમે કાંઈ ને કાંઈ શક ઉભો કરી શકાય પણ જે બાબે એમોએ ઈશારો કીધો છે તે સામે કદીબી શક લઈ જવા જેવું રહેતું નથી. કેમકે દેવતાઓની તસ્વીરોના વેપારને લગતી બીના ૧૮૯૬ ના ફેબરવારી માસમાં મુંબઇની હાઈકોરટે આપેલા એક ફેંસલા ઉપરથી મુદદાઓ સાથે સાબેત થઈ છે.

### મુદદઈના દાવા પછી તેનો ઈસ્લામ સાથનો સંબંધ.

[હીજરી સાલ રદ કીધો]. હીજરી સનની આખેરી તેના વિચાર મુજબ રમઝાન ૧૩૦૯ ની પેહેલી તારીખે આવી લાગી. કેમકે હીજરી સનના બદલે તે રોજથી નાગપુરીયાઓએ 'આબે-દી'નો નવો સાલ ચાલુ કીધો છે.

## કલમો.

એ ફીરકાનો નવો કલમો એવો છે કે "લા ઈલાહ ઈલિલ્લાહો હુમાયુન બીન મુસા." આ લેખ હાલ આપણા કેટલાક ભાઈઓ પાસે મોજુદ છે. માટે તેનો ઈનિકાર તેનાથી થઈ શકશે નહીં. (આ બીનાને અખબારે-ઈસિલામ ૧૭-૭-૯૬ ના પત્રમાંથી વધુ ટેકો મલે છે). અર્થ એ છે કે, "અલાહ નથી, મગર અલ્લાહ છે; હુમાયુન બિન મુસા છે. .

## કુરઆન મુબારક.

કુરઆન મજીદ બાબેના વીચારો તે લોકોમાં બાયબલ કરતાં વધારે નથી. પણ જાહેરમાં તે લોકો ઘણો ઢાંક પીછોડો કરેછે. ગમે તેમ હોય તોપણ એટલી બીના તો ખુલી છે કે તેઓના બચાઓને આજથી બે વરસો પહેલાં તેઓ કલામુલાહ ની તઅલીમ આપતા હતા નહીં. વળી મુદદઈ વીગે તેના એક ઉભા કીધેલા મોટા શેખે જીલકાદ ૧૩૦૯ મા ખુલું જણાવ્યું હતું કે " મુદદઈના તો કોઇ કેતાબ જાણે છે, ના કુરઆન પહુરતા જાણે છે, તે ખુદ પોતે જીવતો કુરઆન છે." !

## ખાતેમુલ મુરસલીન અને સરવે અનબીયા બાબે તેમના વિચારો.

એક નોંધ પોથી અમારી પાસે છે તપરથી માલમ પડે છે કે તા૦ ૧૪ મી મોહરમ ૧૩૧૦ ના રોજે બોલતાં મુદદઈએ જણાવ્યું હતું કે "મોહમદનો મરતબો ફાતેમત કરતાં ઉતરતો છે; કેમકે એ મશહુર બીના છે કે ફાતેમતના પગ નીચે જન્નત છે, જન્નત મોહમદ પોતે છે" (કેવો નાલાયક બક બકારો!) ઇસ્લામી મઝહબ આ વીચારને શાંખી શકે? અમને તો આ ફકરો લખતાં ધ્રુજરી છુટેછે. "નકલે કુફર નકલ નબાશદ" વાળી ફારસી કહેવત પ્રમાણેજ અમે આ લખી શકયા છે.

## નમાઝ બાબેના તેઓના વીચારો.

"અધુરાવો વાસ્તે ફકત પાંચ ફરજ અદા કરવા બાકી રહ્યા છે." આ મત મુદદઈ વાળાઓનો છે. પણ જાહેરમાં એ લોકો એટલું તો ખુલ્લું કબુલ કરે છે કે, સુન્નતની નમાજ હવે આ ઝમાનામાં પહુરી શકાય નહીં. અપની શરીઅતના "દઆયમુલ ઇસ્લામ" વગેરે કેતાબોમાં મોલના અલીઝેનુલ આબેદીન (અલ૦) થી રીવાયત છે કે ખુદા તઆલા સુન્નતો પહુરવાથી લોકોના પાંચ ફરજો પુરા ગણીને કબુલ રાખે છે, કેમકે ફકત ફરઝની નમાઝ વાસ્તે એ જરૂરનુ છે કે ચીત ખુદા તઆલાની તરફ હોવું જોઈએ; નહીં તો એ ફરઝ નમાજ પહુરનારના મોંહુપર પાછા આવી પડે છે. વાસ્તે કરી ને સુંન્નતો અદા કરવાથીજ ફરજની નમાઝો પુરી થઈ શકેછે. આ ઉપરથી કોઈ કહેશે કે સુંન્નતોનો ઈનકાર કરી એકલાં પાંચ ફરઝો પહુરનારાઓની નમાઝ ખુદા તઆલા કબુલ રાખે છે? ફરઝના ઇનકાર કરનારાઓ અને સુંન્નતના ઇનકાર કરનારાઓ વચે ફેર ફકત એટલોજ છે કે ફકત ખુદાને માનનારાઓ અને ખુદાતઆલા ઉપરાંત ખુદાના પાક નબીઓને માનનારાઓ વચેનો જે ફરક આપણા માં જાણીતો છે.

## હજ બાબે તેઓના વીચારો.

ઇસિલામનું એકમોટું ફરીઝત હજ છે. અને મુદદઇને ઉઠવાને વરસો થયા છતાં કોઈબી તે તરફના માણસે તે ફરીઝત અદા કીધું નથી, એટલું જણાવવું પુરતું છે. તે ઉપરાંત બેતુલ્લાહ અને મદીના વીશેના તે લોકોના વીચારોપર અમો જે વાકેફ થયા છે તે ઘણાજ નઠારા છે.

## ઇસિલામની બીજી પાબ નદીઓ.

નેકાહ તલાક બાબે તે લોકોની કામ લેવાની રીતી એ એક અચુક પુરાવો છે. જે કેટલીક બીન ગુનેહગાર પણ દીનદાર ઓરતો પોતાના વટલેલ મરદો સાથે નાગપુર ગઇ નથી તેઓપર

એટલાં હદ સુધી તે લોકોનો જુલમ છે કે જેની હદજ ન મલે ઇસલામએ તલાકનો કાનુન બૈરો મરદ વચ્ચે નાઇતેફાક વખતે તેમને દરેકને સુખી કરવા વાસ્તે મુકરર કીધેલો છે. તે છતાં એ કાનુનને તેઓએ આ બીન ગુનેહગાર ઓરતોનાં બાબમાં બાજુએ મુકી દીધો છે. તો પણ બે બૈરાં કરવાનો કાનુન જે મુદદઇવાળાઓને ઘણો મન પસંદ થઇ પડયો છે. તેને તો પોતાના જનમ સુધીના સુખ વાસ્તે માનીતો કરી લીધેલો છે. તલાક તે ગોયા નમાઝની સુન્નત અને બે ઓરતો કરવી ગોયા ફરીઝત હોય એવા તેમના માનીતાં વીચારથી તેઓએ આ બાબતમાં પણ કામ લીધું છે ! કેટલીક નાદાન બાલકીઓને પણ તે તરફના દીનદાર ગણાતા શખસોએ પોતાના પક્ષના છોકરાઓ સાથે ગોઠવી આપી છે. પોતાનું દીન ફેલાવવાનો આ ઘાટકી તરીકો નવોજ દેખાય છે. મેહદી બાગમાં પરેહજ કરવાની રીત કરતાંબી આ બીનગુનેહગારોના જનમ ખરાબ કરવાની રીત ખોટા ઢોંગીઓને ખરેખર ઝેબ આપે એવીજ છે. પોતાના ઇમાનને સંભાળીને સબર કરનારી આપણી કેટલીક બેહેનોને નેહાયત શાબાશી અને આફરીન છે. દીનના બાબમાં પોતાની સ્વતંત્રતા તેઓએ જાલવી રાખી છે. અને જેહાદના સવાબ જેટલુંજ સવાબ તેઓ આવા હીંગામમાં હાંસલ કરે છે. +

## મુદદઈના દાવા.

પહેલો દાવો બાંગ્યાનો, પછી દાઇનો, પછી હુજજતનો, અને તેનો છેલ્લો દાવો એક ફરેસ્તા અથવા મહાતમાનો છે ! એ બીના તા. ૭ મી જુલાઈ ૧૮૯૬ ના દીને મુબઈ ખાતે ચાલેલા એક મુકદ્દમા પરથી નકી થઈ છે. ધોળકાવાળા તેના શાગેરદે, મેજીસ્ટ્રેટ મી૦ વેબની કોરટમાં આપેલી અરજીમાં મુદદઇને "મલક મુકરરબ" ના નામથી ઓળખાવ્યો હતો. 'મલક મુકરરબ'

+ હાલના તેમના કેહવાતા મલક સામે આગલા મુદદઇની વિધવાએ જનાકારીનો દાવો ૧૯૧૩ માં નાગપુર ખાતે માંડો હતો તે ...ઈ શરીઅતની નજરે ઓછી નાલેશી નથી.

ની માએના અરબીમાં "ખુદાતઆલાના સરવેથી વધુ નજદીકના ફરેસ્તા" એવી થાય છે. એ શખસ કાંઈ 'નબી' ના લકબથીબી ધરાતો નથી. પાંચ પચીસ મળત્યા માણસોના જે ગુરૂ તે તેમનો ખુદાજ કાં ન બન્યો તે અમને તો અજબ જેવું લાગે છે. *

## આ કહેવાતા 'ફરેસ્તા' ની હીદાયતની અસર.

૧૩૦૯ હીજરીમાં, પોતે ઉપાડેલા કામના પરિણામે બેહદ હાડમારીઓ ખમી ખમીને નાગપોર ખાતે આ નવા ટોળાએ કુચ કીધી. નાગપોરના મરહુમ આમેલ શેખ હેબતુલા અને ત્યાંના બે ચાર આગેવાનો વગેરે લોકો આ 'પ્રરેસ્તા' ની ટોળકીની જાલમાં ફસી ગયાથી નાગપોર ખાતે અંતે તેઓનું ટોળું ઠેકાણે પડયું પણ જે સાહેબોની ત્યાં તેને મદદ મલી હતી તેઓનો હેતુ દીનદારીને લગતી તપાસનો હોવાથી તે સાહેબોએ આ 'ફરેસ્તાઈ' ટોળાની સરવે ચાલાકીઓ પાઈ ગયા. અને ગમે એટલું નુકશાન ખમીને પાછળથી તેઓએ હકનોજ રસ્તો લીધો. અને પોતાની આગલી કીરતીવંત કોમની કીરતીમાં તેથી વધારોજ થયો. તેઓ, એ ટોળાંનું ભોપાલું ઘણીજ સરસ રીતે બહાર લાવ્યા તે બાદ સાત વરસનાં લાંબા વખતમાં માત્ર બીજા સ્વતંત્ર આસામીઓ ચાર પાંચની સંખ્યામાં હાલ ઉમેરાઈ એ ટોળાની કુલ સંખ્યા ૫૦–૭૫ જેટલી ભાગ્યેજ થઇ હશે.

બીરાર અથવા મારવાડ તરફ નામીચા ધારપાડુઓ જે સંખ્યા ધરાવે છે તેના જેટલીબી આ બચારા 'ફરેસ્તાના ટોળા' ની સંખ્યા સાત વરસમાં પણ પોંહોચી નથી.

મેહેનનો ખમવા વિષે વારંવાર આ ટોળું ઈમામ હુસેન (અલ૦) પર પડેલી મેહેનતની યાદ આપે છે. પણ તે છતાં મેહદીનું ઝુહુર થવાનો વખત ચાલતો હોવાની તેઓ બડાઇ હાંકે

* હમણાના તેમના ગુરૂએબી "મલક" યાને ફરેસ્તાનો અલકાબ ધારણ કર્યો છે.

છે. ૨૯૬ના સાલમાં ઇફ્રિકયામાં ઝુહુર ફરમાવનાર અપના મોલાના મેહદી (અ૦) નો વખતથી જનાબ હુસેન [અ૦]ના વખત જેવોજ આપણે શું સમજવો જોઇએ ? ઝુહુરના વખતમાં હાડમારીઓ ખમીને નહાસતા ભગતા ફરવું એ કાંઈ હકની નીશાની નથી. તે વકતની નીશાની એ છે કે દીન ઉગતાં દીનનો ઝુન્ડો હદ બહાર બુલંદ થતો રહે. ઈમામ મેહદી (અ૦) તો કહાં પણ હીંદમા અપની દાવત શરૂ થઈ તે દાખલોજ, હકની હકીકત સાબેત કરવાને પુરતો છે. સૈયદના અબદુલ્લાહ [ર૦] જે હીંદના પેહેલા દાઈ હતા તેઓએ ખંબાત ખાતે પગ મુકતાંજ એવી તો હીદાયતની અસર કીધી કે, એક હીંદુ રાજાના અમલ માં ખુદ સેંકડો બ્રાહ્મણોને ઇમાનથી મુશરરફ કરી દીધાં. કાંઈ મુસલમાનો સુધીજ તેમની હીદાયત અટકી નહી હતી. લાગતાં વળગતા મુઠીભર લોકોથી બનેલું આ મુદદઇવાળું ટોળું કાંઈ શેખચલ્લીઓનું તો બનેલું નહી હશે ? તેઓનો દાવો શું ? ફાંકો કેટલો ? અને કામો તથા પરિણામો કેવાં ?

## મુદદઈની ગેબદાનીઓ અને તેમાં વળી હીકમત!

સૈયદી સાહેબ મુકદદસ મી૦ સા૦ મહમઅલી હમદાનીને માઈસાહેબ ખાતે ૧૩૦૯ માં મુદદઇએ જે બીનાઓ જણાવી હતી તેમાં એક એવી હતી કે આખા હીન્દમાં એક વરસ બાદ ઝુહુર આમ થશે. એજ પ્રમાણે અનેક જણને, તેએ કહ્યુ હતું. પણ આજે તે સઘળાનો જવાબ જાદુઈ આપે છે કેઃ—

## બા એમાં તો હીકમત હતી!

બીજી બીના એ કે રશ્યન માજી શહેનશાહ એલેકઝન્દર પણ એનો ચેલો થયો છે! (આ જબરી ગપર છાંટ!) એ શહેનશાહ ચુસ્ત ખ્રીસ્તી હતો અને મરતી વખતે ખ્રીસ્તી ધર્મ-ની બેહદ ક્રીયાઓ કરવાને લગતી બીનાઓ, જે વેળા વર્તમાન પત્રોમાં રફતે રફતે બહાર પડતી ત્યારે તે ચાલાક મુદદઈનો ખુલાસો એજ હતો કેઃ—બા તેમાં તો હીકમત હતી! ( પણ તે

બધી હીકમતોને કાણું પડી ગયાં ! ) આવી બીનાઓ તો દાખલા તરીકે એક બે લખવીજ ઠીક થઈ પડે. નહીં તો વાંચનાર સાહેબો કંટાળા સાથે હસ્વા વગર રહે નહીં.

## છુપા ભેદો.

મુંબઈના પાલવાથી લાહોર સુધી એક જબરદસ્ત ભોંયરૂં હસ્તી ધરાવાની બીના મુદ્દઈથી વાકેફ થએલા અનેક શખસોએ સાંભલી છે. જેમાં બેહદ મોટું લશ્કર, તાર, રેલ્વે, વીજલીક બત્તીઓ વગેરે હસ્તી ધરાવે છે. વળી જેમાં બેહદ મોટો ખજાનો પણ છે. (સારૂં થયું કે અંગ્રેજ સરકારને આ બધી ચીજોની ખબર ન મળી, નહીં તો સઘલી જમીન ઉથલ પાથલ કરી નાંખતે !) એક શખસે સવાલ કીધો કે "મુદ્દઈના માથેનું દેવું તેમાંથી શા માટે આપી દેવામાં નથી આવતું ?" પણ "હાલ હુકમ નથી" એવી પેલી નામીચી હીકમત જવાબમાં ઝાહેર કીધી. એવીજ રીતે બીજા ભેદો પણ સમજી લેવા. તેમાં બેહદ અજબ થવા જોગ એક ભેદ એ છે કે સામળો ચેહેરો ધરાવતા મુદ્દઈના સામે નજર કરીને અંજાણ્યા મુસાફરોને, મુદ્દઈની ટોળ કીવાળાઓ એવું પુછતાં રહે છે કે 'આ નુર તમને કાં નહીં દેખાતું ?' વાહ ! ખુબ નુર ! નુર ! રોશની એ પરકાશમાન ચીજ નહી પણ તે લોકોના મત મુજબ 'ભેદી અંધકાર છે ?'

## હકીકતનું ઈલમ.

ઉપર જણાવેલી ઘણી ખરી બીનાઓ, એ લોકોનું હકીકતનું ઈલમ ગણાય છે; કે જે પાક કુરઆન શરીફમાંબી નથી. એવા તે લોકોનો મત છે. પાક કુરઆનમાં એ નથી, એવું તે લોકોનું કહેવું કુરઆન મુંબારકનો ખાસ મોજેઝો છે. ખરૂં છે કે, મેલી, ગંદીલી વીદ્યા ભેલવા નથી પામી એ આજ ૧૩ સદી થયાં કુરઆન શરીફનો ચાલુ મોજેઝો છે.

હકીકતનું બીજું ઈલમ ઈમામની ઉમર, ઘાટ, વતન, ઘર સંસાર વગેરેને લગતી લાંબી કથા છે. ખરેખર એવી કથા

આજની દુન્યાના ભલા ભલા નાટકકારો કે ગ્રંથકારોબી કહી શકે નહીં.

## આ પુસ્તક તમામ કરતાં છેવટના બે બોલ.

અમોએ આગલા મુદદઈ સાથે પાછલા મુદદઇની સરખામણી કીધી છે તે બાબે વધુ લંબાણ કરવાની જરૂર નથી. ઘણી ખરી બીનાઓ એટલી તો ખુલે ખુલી છે કે, આગલા બનાવો અને પાછલા બનાવો વચે બીલકુલ ફરક નથી. તેથી હવે આ ફસલ આટલેથીજ અમે તમામ કરવાનું દુરૂસ્ત ધારીએ છીએ. આ રીસાલત પ્રગટ કરવાની જરૂર નહીં હતી એવું કેટલાક ભાઈ-ઓનું મત હોય તેમાં અમને નવાઈ લાગતી નથી. કેમકે આ મુદદઈતો હકનો જેમ શકમન્દ દાવાદાર નથી તેમ પાકા મુદદઈ તરીકે તેને મુદદઇનો લકબ આપી શકાય એટલીબી અગત ધરાવતો તે મુદદઈ નથી.

પણ એક નહાની ચીજ આપણી બેદરકારીથી કોઈ વખતે મોટું રૂપ પકડી લે છે એવો અમને ભય હોવાથી સાવચેત રહેવાની અરજ કરવા દાખલ અમારા ભાઈઓને વાકેફ કરવાને અમોએ આ રીસાલત લખી છે. આવા ફરેબોથી દુન્યાને લગતાં નુકસાનનોજ ફક્ત ખોફ હોત તો દુન્યા ફાની છે એમ સમજીનેબી ચલાવી લેત. પણ આ બાબત તેવી નથી. જેને આ સીધુ જીસ્મ અપાએલું છે તે ‘ સેરાત મુસ્તકીમ ’ જેવુંજ છે ચાહે તો તેની મારફત નેક અમલો કરી જન્નતમાં દાખલ થાય, અને ચાહે તો જહન્મનો રસ્તો લે. દીનની હીદાયત કેવી રીતે લેવી કે જેથી જન્નતનો રસ્તો હાથ લાગે તે સવાલ ત્યારે ઈનસાન વાસ્તે સઘળાથી પેહેલી જરૂરનો છે.

હાલના મુદદઈ જેવાની જાલમાં ફસતાં કેમ બચી શકાય તે વાસ્તે આગળ સૈયદી હેબતુલાજી સાહેબ તથા સૈયદી શેખ અલી સાહેબની જે ઈબારતો અમોએ લખી જણાવી છે તે પર

ફરીથી અમારા ભાઈએનુ આખેરમાં પણ અમો ધીયાન ખેંચયે છીએ. ખુદા તઆલા મવાલી તાહેરીનના વસીલાથી આદાવતના ચેરાગને હંમેશ રોશન રાખે. અપના મોલા સૈયદના બુરહાનુદ્દીન સાહેબના ઝમાનાને સઆદતમંદ રાખે. અને સરવે ભાઇઓ બહેનોને હંમેશાં શાંતી બખશે.



